ૐ

**વસન્તતિલકા.**

નિન્દે સ્તુવે કદિ નિપુણ નીતિ થયેલા,
લક્ષ્મી વસે ના વસે તદપી હુડેના;
થાયે કદી મરણ આજ યુગાંતરેથી,
ન્યાયે ન પાદ ચળશે, નરવીર તેથી.

શ્રી. ના. ક.

# હોળીના તહેવારોનો હેવાલ.




લેખક :—

શાસ્ત્રી નાથજી વિ. મોહનજી વ્યાસ. બી. એ.


કિંમત દોઢ આનો.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । श्री. भ. गी.



# હોળીના તહેવારોનો હેવાલ.

( શાસ્ત્રાધાર, પૌરાણિક કથા, પ્રસ્તુત કવિતાઓ તથા સામાજીક સ્થિતિ સુધારણા સહિત. )


કર્તા,

**શાસ્ત્રી નાથજી વિ. મોહનજી વ્યાસ. બી.એ.**

માજી હેડમાસ્તર ભાટીઆ. બા. ર. વિદ્યાલય.



આવૃત્તિ પહેલી, પ્રત ૩૦૦૦.

મુંબઈ.

છાપખાના—મરાઠી મિત્ર પ્રિંટીંગ પ્રેસ, નં ૩૯૮ ઠાકુરદ્વાર પાલવરોડ મુંબઈ.

પ્રિંટર: ગોપાળરાવ દાજીબા દળવી.

પ્રકાશક:—એન્. એમ્. વ્યાસ, બી. એ.
ભાવજી સુંદરજીનો માળો, હોળી ચકલા, ફોર્ટ. મુંબઈ.




કિંમત દોઢ આનો.

**TIME SAVED IS MONEY GOT, YEAR SAVED IS LIFE INCREASED**

*Don't fail to read this handbook before appearing for your Terminal or Annual examination.*

# READ IN RECESS AND PASS IN SANSKRIT.

*With a special treatise of Sanskrit idioms, idiomatic phrases, proverbs, sayings &c.*

**PREPARED FOR HIGH SCHOOL AND COLLEGE STUDENTS.**

*By*


## SHASTRI N.M. VYAS, B. A.

*Formerly the HeadMaster of the B. B, R, V. Now the Senior Sanskrit Teacher of the Esplanade H. School and Joint-Senior Sanskrit Teacher of the New H. School Bombay,*


**PRICE 8 ANNAS ONLY**

This book will be had at the University Manlap of different centres & of welknown booksellers of Bombay & other centres or from the author, at Mavji Sunderji's Holi Chakla, Fort, Bombay, before the 20 th Inst.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । श्री. भ. गी.

શ્રી પરમાત્મને નમઃ



# હોળીનાં તહેવારોનો હેવાલ.

## ૧. હોળીના તહેવારોના દિવસો.

આ તહેવારો હિંદુઓના ફાગણ માસમાં આવેછે. જેવીરીતે દિવાળીના તહેવારો વિક્રમ સંવતના નવા વરસનું મૂળ છે. તેવીરીતે શાલિવાહનના નવા ચૈત્રીશકનું મૂળ હોલીના તહેવારો છે. હોલીની અગાઉ આઠ દિવસ પહેલાં હોળાષ્ટક બેસેછે. ત્યારથી અજ્ઞાની વર્ગમાં નાના-મોટામાં મશ્કરી તથા અપશબ્દોના ઉચ્ચાર કરવાની શરૂવાત થાય છે. આ હોળાષ્ટકમાં હિંદુઓ પોતાનાં શુભકામો ઘણાંખરા કરી શકતા નથી. આપણામાં એ વાયદા ગણાય છે. "હોળી દીવાળીના વાયદા, વાતો-કરતાં વીત્યા; જેઓએ તે સાચવ્યા, તેહ જગતમાં જીત્યા." કાઠીયા-

વાડ તરફ ફાગણ શુદ ૧૪ ની કમળા હોળી થાયછે. પુનેમનો દિવસ હોળીનો ગણાયછે. પડવાને ધૂળ પડવો, ટાઢા પુરણ વસંતારંભ અથવા દોલોત્સવનો દિવસ ગણવામાં આવેછે. બીજને દિવસે રંગ વગેરેથી શિષ્ટાચાર થાયછે. વદ ૫ ને રંગ પાંચમ ગણીછે. આ પ્રમાણે આગળ પાછળના હોળીના દિવસો વિસ્તાર પામેલા છે, માટે લોકોના મનને આગળનો લાંબો ઉત્સાહ આપનારા છે, તેમજ તોફાની મનુષ્યોને તોફાનના ચકડોળપર ચડાવનારા છે.




ફાગણ શુદ ૧૫ મન્વાદિ તિથિ છે. તે તિથિ સૂર્યોદય સાથે વરેલી લેવાય છે. તેને દિવસના પૂર્વ ભાગમાં હોય તે ભાગની લેવી. આ પુનમના ભાગને હોળિકા કહેવામાં આવેછે. જો આ પુનમ ભદ્રારહિત હોય તો પ્રદોષ કાળની લેવી. બીજે દિવસ પ્રદોષ કાળની હોય તો પહેલે દિવસે ભદ્રાદોષ હોવાથી બીજા દિવસની લેવી. બીજે દિવસે પ્રદોષ કાળે તિથિનો સ્પર્શ ન હોય અને પૂર્વ દિવસે પ્રદોષ વખતે ભદ્રાછતાં જો બીજે દિવસે પુનમ સાડાત્રણ પહોર અથવા તે કરતાં કંઇક વધારે હોય અને તેને બીજે દિવસે એકમ વધતી હોય તો બીજી પુનમને દિવસે પ્રદોષવાળી એકમમાં હોળિકા પ્રકટાવવી તથા પૂજન કરવું. જો પહેલા કહેલા પ્રસંગમાં એકમનો ક્ષય હોય તો પ્રથમ દિવસે ભદ્રામાંજ હોળી પ્રદીપ્ત કરવી. આવીરીતે આ તિથિનો જ્યોતિષ શાસ્ત્રપ્રમાણે બરાબર પર્વકાળ લક્ષમાં લઇ હોળિકા પ્રગટાવવી. પ્રદોષ

કાળે અથવા સાયંકાળે હોળી પ્રદીપ્ત કરવી એ સર્વ શાસ્ત્રોનો મતછે, પણ દિવસે પ્રગટાવવી એ સર્વ ગ્રન્થોથી વિરૂદ્ધ છે. હોળીનું પૂજન ભોજન કરીને પણ કરાયછે, અને તેમ કરવું યોગ્યછે. કેટલાએક હોળીનું પૂજન કરી પછી ભોજન કરેછે, પણ તેમને નિયમ પ્રમાણે ભોજન અથવા પૂજનનો કાળ શાસ્ત્રથી મળતો નથી. આ હોળિકાનું પૂજન ચંદ્રગ્રહણ હોય તો વેધમાં પણ કરવું ગ્રહણ ગ્રસ્તોદય છતાં બીજે દિવસે એટલે ગ્રહણને દિવસે પ્રદોષવખતે પુનમ હોય તોગ્રહણમાંજ પૂજા કરવી. પ્રદોષવખતે પુનમ ન હોય તો પ્રથમ દિવસે પૂજા કરવી.

## ૩ હોલીની પૂજાનો વિધિ.

સુકાં લાકડાં, છાણાં વગેરેનો ગંજ કરી તેમાં ઢુંઢા રાક્ષસીને પ્રસન્ન કરવાનો સંકલ્પ કરી અગ્નિ પ્રગટાવવો. આ અગ્નિની સોળ ઉપચાર સહિત પૂજા કરવી. એ વખતે અગ્નિને ચાર પરિક્રમણ કરી જેમનો જેવો મત હોય તે પ્રમાણે નિઃશંકપણે લોકોએ ઇચ્છાનુસાર ગાયન હાસ્ય તથા ભાષણ કરવાં. જ્યોતિર્નિબંધગ્રંથમાં શુદ પાંચમથી વદ પાંચમ સુધીં પંદર દિવસો પર્યન્ત દસ દિવસો ઉતમ તથા અનંતપુણ્ય આપનારા કહ્યાછે. તેમાં છાણાં તથા કાષ્ઠની ચોરી કરવાનું પણ કહ્યું છે. ચાંડાળ તથા સુવાવડીના ઘરમાંથી બાલકની પાસે અગ્નિ મંગાવી હોળીને દિવસે ગામની બહાર અથવા મધ્યમાં કાષ્ઠ વગેરે સળગાવી ભડકો કરવો. રાજાઓએ વાજીંત્રો વગડાવી સ્નાન કરી શુદ્ધ

થઈ તથા દાનદઈ હોળી સળગાવવી. પછી તે હોળીને દુધ ઘી વડે છાંટી નાળીયેર તથા બીજોરાંનાં ફળ વહેચવાં. લોકો આ દિવસે અપશબ્દો બોલેછે, નાચેછે, ગાયછે તથા ઠઠ્ઠા મશ્કરી કરેછે તેને લીધે ઢુંઢા રાક્ષસી પ્રસન્ન થાયછે, એવી અસલથી માન્યતા ચાલી આવેછે, પરન્તુ તેમાથી ઓછું કરાયતે ઓછું કરવું,એ સમય વિચારનાર સજ્જનોની ફરજછે. પ્રાતઃ-કાળે એટલે એકમને દિવસે ચંડાળને જોઇને પછી સ્નાન કરવાથી પાપ, મનની પીડા તથા રોગ ઓછા થાયછે, એવું લોકો માનેછે. સર્વ પ્રકારની શાન્તિમાટે નાહી ધોઇને હોળિકાની ભસ્મ લગાડી તેને નમસ્કાર કરાયછે. હોળી, ગ્રહણ, વૈશાખ વદ અમાસ, અયન, સંક્રાન્તના બે દિવસ, શબને બાળવાનો દિવસ અને એની જોડના બીજા દિવસો શુભ કર્મોમાં તજવાને શાસ્ત્રમાં કહ્યું છે. ફાગણની પૂનેમને દિવસે પુરૂષોત્તમ ભગવાનને હીંડોળાપર બેસાડી ઝુલાવવા અને તેમનાં દર્શન કરવાથી વૈકુંઠ ધામ મલેછે.

ફાગણ વદ એકમને દિવસે વસંતઋતુના આરંભનો ઉત્સવ કરવો તે તિથિ બે દિવસમાં વહેંચાયલી હોય તો પહેલા દિવસની સૂર્યોદયને વરતી લેવી. એ દિવસે તેલ ચોળીને નાહાવું, અને આંબાનો મ્હોર ખાવો. એનો વિધિ એવો છેકે છાણથી લીપેલી જમીનપર આસન પાથરી બેસવું અને સુવાસિનીના હાથથી ચંદન તિલક તથા આરતી કરાવી ચંદન સાથે આંબાનો મ્હોર ખાવો.

ફાગણ વદ બીજને દિવસે દેશ અથવા ગામનામાલીકે વિશાળ જગામાં સુશોભિત બીછાનાં પથરાવી ઉત્તમ આસને બેસી, નગરવાસી તથા ગામ-વાસીઓને એકઠાં કરી તેઓ પરસ્પર ગુલાબ ચન્દન વગેરે સુગંધી

પદાર્થો છાંટે તેવો ઉત્સવ કરવો તથા નૃત્ય ગીત અને વિનોદ કરવો.

આજે નવાં પરણેલાં જોડાંઓપાસે હોળી પૂજન કરાવવાનો કેટલેક ઠેકાણે રીવાજછે. આજથી શીતકાળ પુરો થઇ વસંતનો આરંભ થાય છે.

## ૪. આ તહેવારો સાથે વૈદકનો સંબંધ.

આ તહેવારો પછી વસંતઋતુ આવે છે, એ વાત જણાવી છે. આ ઋતુ પદાર્થોમાં મધુરપણું ઉપજાવનાર છે, સ્નિગ્ધછે, અને કફનો વધારો કરનારછે. આ વસંત ઋતુમાં વમનનાં ઓસડ લેવાં. નાકમાં ઔષધનાં ટીપાં નખાવવાં. મધની સાથે હરડે ખાવી. કસરત કરવી અને શરીરે ચૂર્ણ ચોળાવવાં. કફને મટાડે તેવા ઓષધના કોળીયા ખાવા જુદી જુદી જાતના ઘઉં, મગ, જવ, સાડી ચોખા વગેરે ધાન્યો ખાવાં. ચંદન કેસર અને અગરૂનો લેપ કરવો તથા જે પદાર્થો રૂક્ષ, તીખા, ગરમ અને હલકા હોય તે સેવવા. મીઠું ખાટું અને ચિકાશવાળું દહીં ખાવું નહિ. દિવસે સુવું નહિ. ઘણી વારે પચે તેવી ચીજો ખાવી નહિ તથા ઝાકળનું સેવન કરવું નહિ.

ઉપરની વૈદકસંબંધી વાત લક્ષમાં લેતાં ધાણી, શેકેલા ચણા વગેરે હલકાં તથા જલદી પચે તેવાં ધાન્યો આ તહેવારોથી ખવાયછે, એમ સૂચવવા હોળીથી તેવા પદાર્થો વપરાયછે. વસંતઋતુ શૃંગારિક ઋતુ હોવાથી ઝાડપાનફુલ વગેરેની શોભાની વૃદ્ધિ સૃષ્ટિસૌન્દર્યમાં જોવામાં

આવેછે. વસ્ત્રો પહેરવામાં પણ ફેરફાર થાયછે. તેનો સંબંધ આ તહેવારો સૂચવેછે. એવી જાતના વિશેષ પ્રસંગો વર્ણવવામાટે આ ચાલુ વિષય નથી, એમ ધારી આ તહેવારોની ઉત્પત્તિ માટેની પુરાણ કથાઓ કેવી કેવી છે, તેનું હવે પછી અવલોકન કરવામાં આવશે.

## ૯. હોળી સંબંધી વાર્તાઓ.

આ તોફાની તહેવારો કેમ ગણાયછે, તેને માટે પદ્મ પુરાણ, ભાગવત વગેરે સ્થળોમાં પુરાણ કથાઓ છે, તેમાંની ત્રણ કથાઓ નીચે પ્રમાણે છે.



### કથા પહેલી.

ઢુંઢા નામે રાક્ષસીએ શિવનું આરાધન કરી એવું માગી લીધું હતુ કે તેને કોઇ દેવ તથા માણસો દિવસેકે રાત્રિએ મારી શકે નહિ. આ રાક્ષસીને મરણનો ભય મટવાથી સૌને ત્રાસ આપવા લાગી તેથી તેને કહ્યું કે તને છોકરાંઓ મારશે. આ યુક્તિ વસિષ્ઠ મુનિયે કરી હતી. તેથી તે રાક્ષસી નાનાં મોટાં છોકરાંઓને મારી નાખવાં તથા હેરાન કરવા લાગી. તેનાં આવાં ક્રૂર કામોથી છોકરાંઓનાં માબાપો

ભયભીત થઇ ગયાં; પરન્તુ સમજણાં છોકરાંઓને ખબર પડીકે તે છોકરાંઓને હાથે મરી શકે તેમ છે. માટે તેઓ એ એક મોટો ખાડો ખોદી તેમાં તેને જીવતી બાળી દેવાનો વિચાર કર્યો. જ્યારે તે સાયંકાળે ઝાંઝી પુંજા અંધારામાં છોકરાંઓને હેરાન કરવા નીકળી ત્યારે તેઓએ તેને અસહ્ય ગાળો તથા અપશબ્દો કહેવા માંડયા; તેઓની બુમો તથા અપશબ્દોથી કંટાળીને જેવી તે ખાડામાં ભરાઈ પેઠીકે તરત તેના ઉપર કાંટા, છાણું, ઘાસ, લાકડાં વગેરે બળતા પદાર્થો નાંખી તેને સળગાવી મુકી. એ પ્રમાણે તે ઢુંઢા રાક્ષસીનો નાશ થયો, એવી પદ્મપુરાણની કથા છે, તેને આધારે આ તહેવારોમાં તેવી જાતનું તોફાન ચાલેછે.


## કથા બીજી.

પ્રલ્હાદ પ્રભુનો પરમ ભક્ત હતો. તેને તેના પિતા હિરણ્ય કશિપુએ મરાવી નાંખવા અનેક પ્રયત્નો કર્યા, પરન્તું તેમાં તે ફાવ્યો નહિ. ત્યારે તેની બેને કહ્યું હું સતી છઉં, માટે આ છોકરાને ખોળામાં લઇને બેસુ અને તમે મારી આસપાસ મઢુલી કરી તેને છાણાં લાકડાં વગેરેથી સળગાવી મુકો, એટલે આ છોકરો બળી જશે અને મને કંઇ થશે નહિ પછી તેના કહેવા પ્રમાણે કરવા માંડયુ પરન્તુ તેના કર્મથી નારાજ થયેલાં છોકરાંઓ તથા મનુષ્યો તેને ગાળો દેવા લાગ્યાં અને તે છોકરાને બાળવા જતાં પોતેજ બળી મુઈ અને પ્રલ્હાદ પ્રભુ પ્રતાપે એવોને એવો બહાર નીકળ્યો.

## કથા ત્રીજી.

એક લૌકિક કથા એવી છે કે એક ગામના નગર શેઠને એક ખોટની પુત્રી હતી, તેનું નામ હોળિકા હતું. તે ઘણી રૂપાળી તથા લાડકોડમાં ઉછરેલી બાળિકા હતી. પરન્તુ તેને પરણાવ્યા પછી થોડા વખતમાં તે વિધવા થઈ હતી. તેના ઘરમાં અતિશય ક્લેશ થઇ પડયો હતો તેનાં માબાપને જુવાન થતી પુત્રીને સાચવવાની નિરન્તર ચિન્તા થયા કરતી. સમય જતા તેનુ યૌવન વધવા માંડયુ, તેવામાં તેના ઘરના સામે એક રજપૂત આવીને રહ્યો. આ બાળ વિધવા પોતાની ખાનદાની સાચવીને કુળના ઉંચા ધર્મપ્રમાણે પોતાનું પતિવ્રતાપણું જાળવતી હતી. પરન્તુ પેલા પ્રપંચી રજપૂતની વાસનાઓ તેના દર્શનથી બગડવા માંડી હતી. તે હોળિકા ઘર છોડીને એકલી જઇ શકતી નહતી. તોપણ જ્યારે તેની મા અથવા કોઇ બીજી ઘરની વડીલ સ્ત્રીની સાથે દેવદર્શનમાટે જતી ત્યારે તે રજપુત તેની નજરે પડવા અથવા તેના પાસેથી પસાર થઈ પોતાનો મનોભાવ દર્શાવવા ચુકતો નહિ. તેમાં તે શરૂવાતમાં જરાપણુ ઉત્તેજન પામ્યો નહિ. હવે એવું બન્યું કે તે ગામની બહાર એક જોગણુ રહેતી હતી તે જંત્રમંત્ર તથા દોરાધાગા કરવામાં હુશીઆર હતી. તે પાસેની રજપૂતે રોજ જવા માંડયું અને જ્યાંરે તે જોગણુની સાથે તેનો નાતો બંધાયો ત્યારે તેણે પોતાના મનની ઈચ્છા પ્રગટ કરી. તે જોગણે તેને સહાયતા આપવા કહ્યું. ત્યારપછી તે જોગણે તે નગરશેઠને ઘેર

જાવરો આવરો અનેક બહાને શરૂ કર્યો. એક વખત તે હોળિકાને પેટમાં ચુંક આવવા માંડી અને શરીર બહુજ અસ્વસ્થ થવા માંડયુ તે વખતે ઘણા વૈદ્યોનાં ઓષધો કરતાં આરામ થયો નહિ, ત્યારે તે જોગણે મંત્રેલું પાણી લાવીને તેને પાયું તથા ભસ્મ લગાડીને તેન શરીરને આરામ કર્યો તેથી ઘરનાં સઘળાં માણુસો તેના પર બહુજ ભાવ રાખવા લાગ્યાં. અને તેનો વિશ્વાસ વધતો ગયો. તે અવાર નવાર તે હોળિકાને ઝુંપડે તેડી જતી અને તેના મનને આનંદ થાય તેવી તજવીજ રાખતી. આમ વખતના વહેવા સાથે તે જોગણે હોળિકાને તે રજપુતના સમાગમમાં આણવા માંડી અને અંતે તે બન્નેની વચ્ચે પ્રેમબંધન થયું. તે હોળિકાનાં માબાપ તદ્દન અજાણુ હોવાથી થોડો વખત કંઇ તે વાતની કોઇને ખબર પડી નહિં, પણ પાપની પ્રપંચી વાસનાઓ વિશેષ જાગવાથી એક વખતે તે બન્ને જણાંએ નિશ્ચય કર્યો કે તે જોગણ માત્ર તેમના પાપની સાક્ષી હોવાથી તેનો નાશ થવો જોઇએ - તે મસલત પ્રમાણે એક સાંજે તેઓ તે ઝુંપડામાં ગયાં અને જેવી તે જોગણ ઉંઘી ગઇ કે તરત તેમણે તે ઝુંપડાને આગ લગાડી સળગાવી દીધું. તે દિવસે ફાગણ શુદ પુનમ હતી. જ્યારે તે ભડકા થયો ત્યારે ગામનાં માણુસો તથા છોકરાંઓએ બુમો પાડી. તે જોગણના કાવાદાવા જાણતાં હોવાથી અપશબ્દોનો ઉચ્ચાર કર્યો. એટલામાં નગરશેઠને ત્યાં પુત્રીની શોધખોળ ચાલી અને તેઓ અવાર નવાર તે છોકરીને જોગણ પાસે જવા દેતાં હતા તે ત્યાં તપાસ કરી તો ઝુંપડું બળી ગયું હતું. તેથી તેઓ એમ સમજ્યાં કે હોળિકા પણ તે અગ્નિમાં બળી ગઇ હશે. ગામમાં હાહાકાર થઇ રહયો અને ત્યારપછી તે ભલી બાળવિધવા હોળિકા બળી મુઇ તેને લીધે તે દિવસ હોળિકાનો મનાવા લાગ્યો. આ એક લૌકિક દંતકથા છે.

આ કથાઓને આધારે આવો રીવાજ લોકોમાં પ્રચાર પામ્યો હોય તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. લોકો અનેક કારણોથી નવા નવા રીવાજો અમલમાં મુકતાં આપણે જોઇએ છીએ. તેવીરીતે કદાચ આ તહેવારો ધર્મની સાથે સંબંધ ધરાવતા હસ્તીમાં આવ્યા હોય એમ માની શકાયછે. બીજી જાતોમાં પણ કેટલાક તોફાની તહેવારો છે, તે આપણી અજાણમાં નથી, પરન્તુ આપણા તહેવારો તો મનુષ્યજાતિમાં હાલના વખતમાં વિશેષ હલકા પાડનારા છે.

## ૬. આ તહેવારોની જુની તથા નવી રીતો.

આ તહેવારો માટે એટલું કહેવું જોઇએ કે આજથી પચાસ વર્ષ પહેલાં જેટલું તોફાન, ગાળાગાળી તથા મસ્તામસ્તીનું વાદળ હતું, તેટલું હાલ રહ્યું નથી, પણ મોટો સાપ જતાં જેમ મોટા લીસોટા રહે તેમ હજી તે તોફાન એકદમઓછું થઇ ગયું નથી. અસલના-લોકો જોરાવર તથા વિશેષ જંગલીપણું ધરાવતા હોવાથી આ તહેવા-રોમાં લોકોમાં રાડરંજાડ વિશેષ જગાવતા હતા, પણ રંગોપાછળ ખર્ચ-કરવામાં અને વસ્ત્રો બગાડવામાં રહેજ વિશેષ સમજણા હતા. હીંદુલો-કોમાં કેટલીક અંધ પરંપરા એવીરીતે આવેછે કે તેમાં ફેરફાર કરવા નીકળનાર પુરૂષોને અનેક ફાંફાં મારવાં પડે છે અને કેટલીકવાર તો હિમ્મતપણ હારી જવાનો વખત આવે છે, તેમ છતાં જે વીરો વિઘ્નો સામે અડગ રહ્યાછે તેઓ સુવર્ણનાં અક્ષરોમાં કોતરાયા વગર રહ્યા નથી.

નાનો મોટો લોકસમાજ નવી રીતથી રંગોમાં નાણાં નાંખી હાસ્ય જે બરબાદી કરેછે તથા અમંગળ અપશબ્દોમાં મજા મેળવેછે, તેમની આગળ આ કષ્ટમય નવો જમાનો જબરદસ્ત જમરાજ જેવો જોર કરી રહ્યો છે, છતાં આપણી આંખ ઉઘડતી નથી, એટલાં આપણા મંદ ભાગ્ય છે; માટે તેજ પૈસા તથા તેટલો વખત કોઈ કળા કુશળતા માટે વાપરશો તો, હે દેશબાંધવો ! તમે ભવિષ્યની પ્રજામાટે ભારે ઉપકારક નીવડશો. નાની મોટી સ્ત્રીઓ, નાના મોટા મનુષ્યોના મુખમાંથી જે અપશબ્દોનાં ગાયનો સાંભળે છે, તે શું મહા પાપ નથી ? તેમાં કેટલાકની માતાઓ, બેનો, દીકરીઓ તથા અનેક સગી સ્ત્રિયોનો શું સમાવેશ નથી થતો ? આ દુષ્ટ રીવાજને દૂર કરવા જેજે મનુષ્યો બહાર પડશે, તેઓ આજ નહિતો પાંચ વર્ષે પણ પૂજ્ય પુરૂષોમાં લેખાશે, એ વાત તો નિઃસંદેહજ છે. સુધરેલા દેશોમાં પણ આ તોફાની તહેવારોને લગતી બાબતો આપણે વાંચી છે, તથા સાંભળીએ છીએ. "એપ્રીલફુલ" ના પત્રો એ આ રીવાજને લગતી બાબત છે, પરંતુ આપણામાં ચાલતી રીતો તો અદ્ભૂતજ છે, માટે આટલી માથાકુટ કરવાની સુજ્ઞ પુરૂષોને જરૂર પડે છે. કેટલાક સ્થાનોમાં "હસવાનું કામ ખસવાનું" થાય છે. એટલે લોકો સાચેસાચા લડી પડીને મારામારી કરી કોર્ટે ચડવા પણ ચુકતા નથી ! શું આ પ્રાચીન ગૌરવવાળા દેશની દુર્દશા છે ! ધર્મને નામે ધતીંગો તથા દેવને નામે દાનકર્મો જો કોઈપણ દેશમાં થતાં હોય, તો તેમાં આપણો દેશ હાલના જમાનામાં પ્રથમ પંક્તિએ મુકાયા વગર નહિ રહે ! અફસોસને બદલે "ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો," એજ ઉત્તમ ઉપાય છે.

## ૭ હોળીનો હલકારો હઠાવવા વિષે.

સવૈયા.

દેશ ગયોને વેશ ગયો પણ હોળી તણા હલકારા હોય,
નાના મોટા ભેગા ભળતા ભાગ સહૂનો તેમાં જોય,
એક જમાને જોર હતું આ તહેવારોનું અતિ અમાપ,
ઉદ્યમ કીધો વીરનરોએ તેથી ઓછું થયુંજ પાપ. ૧
માનવનો આ દેહ ધરીને કરતા દીસે દાનવ કર્મ,
દેશ સ્વદેશે હીણા પડતા જોતા હિસેછે નિજ ધર્મ;
કેમ કરીઆ તોફાની તહેવારો પામે હસ્તી નાશ;
તેહ વિચારો સુધરેલામાં ફેલાયાછે બહુ ચોપાસ. ૨
દરેક વરસે સભા ભરીને આપે છે. તે ઊંચું જ્ઞાન,
તોય પ્રજામાં વા ફેલાયો તેનું ઘટતું નથીજ તાન;
આશા અમ્મર રાખી મનમાં ધીરજનો રાખો નહિ પાર,
એક દિવસ પણ એવો આવે હિમ્મત તજશું નહિ લગાર ૩
હોળીના રંગો રેડીને લાખો લુંટાયાં ઘરબાર.
દીવાળીના ફટાકડાથી પૈસા પહોંચ્યાછે પોબાર;
તેમ છતાં કરકસરે કાંઇ વિચાર ધારે હિંદુસ્તાન,
પૈસા ઊદ્યોગે વપરાતાં હિંદુનું બહુ વધશે માન. ૪
જે વીરો અહીં બહાર પડીને ઉગારશે અણસમજુ લોક,

અમર નામના કરશે તેઓ, પુણ્યતણો કરશેએ થોક;
શીવાજો આ દેશ મહીં જે પેઠાછે અજ્ઞાની કાજ,
તેથી લાજે છે આ દેશે લોક તણો બહુ ઉચિત સમાજ.

શ્રીયુત નાથકવિ.



## ઇન્દ્રિય નિગ્રહ માટે બાળકોને ઉપદેશ.

પદ.

હોળિમાં નવકરશો તોફાન, બાળકો ભુલી નિજકુળ ભાન—૨—
મુરખ માનવી વેણુ વદેછે, તજી વિવેક વિચાર,
ગાળ બોલતાં ગૌરવ માને, અનેક એહ ગમાર; હોળિમા૦
મનુજ દેહ આ આપ્યો કરવા, કામ ઉચીત અપાર,
ધ્રુવ જેવાને અનૂસરીને, સુધારવો અવતાર; હોળિમાં૦
કમળ મુખ આપ્યું છે તમને, રામ ભજનને માટ,
નેત્ર મળ્યાં છે પ્રભુ નિરખવા, છોડો અન્ય ઉચાટ, હોળિમાં૦
શ્રવણુ થકી સાંભળીજો સર્વે, પ્રભુ ગુણોનું જ્ઞાન,
નાક જાળવી રાખો જગમાં, મેળવવા બહુ માન; હોળિના૦
હાથ દાનને માટે આપ્યા, પગથી તીરથ હોય,
દશે ઇન્દ્રિયો વશ કરવાને અવસરકો આ ખોય; હોળિના૦
નાથ નીરંજન નીત્ય સમરવા, કરવા કોટી ઉપાય,
જીવ શીવમાં ભેદ નથી એ, શાસ્ત્રમહીં કહેવાય.. હોળીના૦

# હોળીમાં હલકાઇ દેખાડનાર કૃત્યોની સમીક્ષા.

સામ્પ્રત સૃષ્ટિમાં સારાંનરસાં કૃત્યો તથા રીવાજોની કંઇ ખોટ નથી. સુધરેલા ગણાતા દેશોમાં તથા મુસલમાન પ્રજાની તાબુતના વખેતની ધામધૂમમાં હોળીને લગતાં થોડાં ઘણાં તોફાનો જોવામાં આવેછે, પરન્તુ આંખ કાન તથા નાકને લાજ લગાડે તેવા દેખાવો અથવા અપશબ્દો હિન્દુસ્તાન શિવાય બીજે હયાતી ધરાવતા હોય એવું જાણવામાં આવ્યું નથી. જગતમાં પદાર્થો તથા મનુષ્યોને બહારનાં કારણો જોડતાં નથી, પરન્તુ તેનો આધાર અંતરના કારણપર રહેલોછે, તે બીના નીચેના કાવ્યથી સ્પષ્ટ થાય છે.

## ઉપજાતિ.

જોડે જનો અંતર કોઇ હેતુ,
સાંધે તટો જેમ રહીજ સેતુ;
નથી થતો પ્રેમ ધરી ઉપાધી,
બાહેર કરણો લેવાં ન સાધી. ૧



[આ વરૂદ્ર રંગથી ઉશ્કરાયેલ માણસનું ધામધુમ] [એક સ્ત્રી પુરૂષ રંગ નાખેછે, તે સુધરેલ જોડું જોઈને સુગાયછે]

પદ્મો ખીલે, જેમ રહી પ્રકાશે,
બીડાય સૂર્યાસ્ત થતાંજ સાથે!
નાથે રચ્યા જે મણિ ચન્દ્રહીરા,
જળે ઝવે છે, થઇને અધીરા.

શ્રીયુત નાથકવિ.

આર્યોમાં ક્યારથી બાળલગ્ન શરૂ થયાં તેનું પ્રમાણ આ સ્થળે બાંધવાની જરૂર નથી, પણ આ તોફાની રીતરીવાજનો તે આંતરિક કારણ સાથે સંબંધ હોવાનું સંભવે છે. નાનાં કુમળાં બાલક જેઓ પોતે શું બોલે છે, તેનું પોતાને ભાન નથી અર્થાત્ પરપ્રેરણાથી બોલતા હોય તેને મોટા અણસમજુ ઉત્તેજન આપે, રાજાઓ, રાજ્યના અમલદારો, સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓ તેમનું વગર અટકાયતે શ્રવણ કરે અને કેટલાક તેથી આનન્દ મેળવે—આ બધી બાબત આપણા દેશમાં પ્રાચીન કાળનું ગૌરવ ધરાવી ચલાવી લેવામાં આવે એ અદ્દભૂત આશ્ચર્ય નહિ તો બીજું શું? મનુષ્યો જેવું બોલે તેવી ચેષ્ટા કરે અને તેમાંથી બલકે થોડે અંશે આચરણ કરે, એ નિર્વિવાદ બાબત છે. નાનાં બાળકોમાં જાગવા દુરાચારોની વૃદ્ધિ થવામાં આવા તહેવારો કારણભૂત છે. તેઓ આવા રીવાજથી અનેક અપલક્ષણો શીખે છે. તેથી લાંબે વખતે દેશની દુર્દશાનો અંકુર વધીને કંગાળપણું ઉત્પન્ન કરે છે, જેનેમાટે નીચેનું કાવ્ય સારો ખ્યાલ આપે છે:-

## શાર્દૂલ વિક્રીડિત.

કુંગાળો થઈ વિચરે જગતમાં, શર્માઇ પ્હેલાં જરી,
શર્મીન્દા કદિ થાય તેજ ઘટવા, શારીર શક્તી ખરી;
થાયે જ્યાંનિજ તેજની વિગણુના, પસ્તાય તે ખેદથી,
ખેદોથી બહુ શોક થાય મનમાં; મુંઝાય એ ભેદથી. ૧
નીર્બુદ્ધિ પછી થાય તેહુ જનમાં, સ્મૃતિ ન ધારે ધરી,
તેનો નાશ થતાં પશૂ સમ થઇ, જોયે ન માયા હરી,
તોયે તે નવ પામશે મરણમાં, શાન્તિ ન સારી કહી,
હાહાશાં ! આ નાથજીવ તમને, રીએ કહું શું વદી ? ૨

શ્રીયુત નાથકવિ.

હવે આપણે કહેશું કે દુનિયા સઘળીએ આપણું અનાદિકાળનું ગૌરવ હરી લીધું તો તેમાં વાંક કોનો ? ઉઘાડે બારણે ઘરમાં જોખમ રાખી ભરઉંઘમાં સુતા હોઇએ અને માલમિલકત નિશાચરો ચોરી જાય તેમાં તેમનો શું અપરાધ? આવા રીત રીવાજને ધર્મનું કારણ માની વેળાસરની અટકાયત ન થાય તેટલું જોખમ અહીંની પ્રજાનેજ વેઠવાનું છે. જયારે સર્વની ખાત્રી થઇ કે ધર્મ કર્મમાં આબાલવૃધ્ધ સુધી અપશબ્દો, કુત્સિત ચાળાઓ તથા કુત્સિત કર્મો હોયજ નહિ, ત્યારે તેટલા કામ પુરતી શરૂવાતની રાજ્ય કરતી સત્તાથી પણ

અઢઠાયત કેમ ન કરાવવી ? નિર્દોષ બાબતો બને ત્યાંસુધી વાંધો નથી. માબાપો, મોટેરાં, ગુરૂજનો વગેરે ગમેતેવું બાળકોનું બોલેલું વહેવારને બહાને સાંભળી રહે, તે લઇ ચલવાય એવું કદી હોય તો તે આદેશમાંજ હશે ! અસલના જમાનામાં મર્યાદા ઓળંગવી અથવા આજ્ઞાનોભંગ કરવો તે અત્યંત ભયંકર ગણાતું. નજીવો આજ્ઞાભંગ પણ પરિણામે કષ્ટદાયક નીવડતો. આજ્ઞા તે કેવીકે મન, વાણી અને કર્મથી મનાતી. હાલતો આજ્ઞા માત્ર ભાજી મૂળાને હીસાબે છે, તેમ સૌને કેટલેક અંશે કબુલ કરવું પડશે; અને જો તે અનુસરાતી હોય તો માત્ર ઉપર ઉપરની સ્વાર્થની તથા ભયની છે. પણ તે અંતરની ધાર્મિક ફરજની નથી. હાલમાં યુદ્ધનાં કાર્યોમાં આજ્ઞાંકિતપણાંનું પ્રાચીન ગૌરવ કેટલેક અંશે જોવામાં આવેછે. કેમકે તેમાં દંડ તથા સજાનું પ્રમાણ તેજ પ્રમાણમાં છે. ગુરૂ શિષ્ય, શેઠ નોકર, ધણી ધણીયાણી તથા મોટાં નાનાં એ આજ્ઞાના અનાદરથી કેટલું કષ્ટ સહન કરેછે તે બીના હવે પછીના વિષયના કાવ્યમાં વાંચવામાં આવશે. ઉપરના વાક્યમાં કહેલાં જોડલાં કેવાં પ્રેમી હોવાં જોઇએ તે નીચેના પદ્યપરથી સમજાશે—



## વિષમ હરિગીત.

સુખદુ:ખમાં અનુકુળ થઇ પાળે સદા નિજ ધર્મને,
સરખો ગણીજે સમય સઘળો, ત્યાજતાં નહી કર્મને;
જેમાં રહેલો હૃદયનો વિશ્રામ જે ઘટતો નથી,
ઘડપણ વિષેજે વૃદ્ધિ પામી, રસવધારે છે અતી. ૧

કાળે કરી જુદાઈનો અંતર હઠેછે જયાહરે,
સ્નેહ બહુ પરપક્વ થઈને મેળવેછે ત્યાહરે;
કલ્યાણકારી પ્રેમજો શુભ માનવીનો સાંપડે,
નાથજી દ્વિજ ઉચરે, નહિ જીવ જઇ જુદાં પડે ૨

શ્રીયુત નાથકવિ.

## આજ્ઞા ઉલ્લંઘનનું ફળ.

વિષમ હરિગીત.

આજ્ઞા તણા અક્ષર લઈ અમ દેશબંધુ ચાલજો,
સુખસંપને આનંદ સેવી, અમરપુરમાં મ્હાલજો;
તેમાં કદિ તમ દોષ થાતાં, ક્ષાન્તિમાંહી વિરામજો;
લવલેશ ચૂક થતાં જરીએ, પાપનાં ફળ પામજો. ૧
દોષ આજ્ઞા તોડતાં, દુર્યોધને શું મેળવ્યું ?
પાંડવોને દુઃખ દીધું, રાજ નિજ રજ ભેળવ્યું,
અંત તેના હાલ શા ! મહાભારતે કરી કામજો,
લવલેશ ચૂક થતાં જરીએ, પાપનાં ફળ પામજો. ૨
રાવણે વડિલો તજ્યા, નહી ભ્રાતને ગાંઠયા કદી,
રામ રઘુની સુંદરી, લઇ આવિયો ખોટું વદી.

હાથ ખાયા, શીરખાયાં, લંક ખાઈ નકામજો,
લવલેશ ચૂકથતાં જરીએ, પ.પનાં ફળ પામજો. ૩

જયવિજયજે દ્વારે રહ્યા, તે રાક્ષસો થઈ સંચર્યા,
હિરણ્યાક્ષરૂપે એક થાતાં, અવતરી પ્રભુ સંહર્યા,
નરસીંહરૂપે અન્યને પોહોચાડિયો નિજ ધામજો;
લવલેશ ચૂકથતાં જરીએ, પાપનાં ફળ પામજો. ૪

નન્દરાય હતો પ્રતાપી, અખુટ ધનએ ધારતો,
ચાણુકય જેવા બ્રાહ્મણો અપમાનથી ધિક્કારતો,
નિજવંશ નાશ કરિ નવેનો, બોળિયું શુભ નામજો,
લવલેશ ચૂકથતાં જરીએ, પાપનાં ફળ પામજો. ૫

હોલી તણાં તોફાન, એ આજ્ઞા તણું અપમાન છે.
લાજ અળગી મૂકતાં સ્વચ્છંદનું સનમાન છે,
રોગને અટકાવવા ધરશો કહિ વીરામજો,
લવલેશ ચૂકથતાં જરીએ, પાપનાં ફળ પામજો. ૬

ધૂળ કાદવ રંગરેલા તજી જેમ ચલાયજો,
ઉત્સવો બહુ પ્રેમમાં ઉદયોગધારી પળાયજો;
દેશ આબાદી તણાં એ સર્વ દીસે કામજો,
લવલેશ ચૂકથતાં જરીએ પાપનાં ફળ પામજો. ૭

હોળીનો હેવાલ આ વાંચો ધરી વિવેકને,
કુચાલ તજવા દેશના એ ધરો મોટી ટેકને.
નાથજી નરમાશથી વહતો રહી નિજ ઠામજો.
લવલેશ ચૂક થતાં જરીએ, પાપનાં ફળ પામજો ૮

શ્રી. ના. ક. —

## ૮ સન્નારીઓની આ કાર્યમાં સહાયતા.

રઘુપતિરામ રૂદયમાં રહેજોરે—એ રાહ.

સખી સહુ શીખ ઉરમાં ધરજોરે,
રહી સુખમાં પતિ નિજ સાથ નિત્ય વીચરજોરે -૨-

કહ્યું પ્રથમ પતિનૂં કરજોરે, મન વચન કરમથી વરજોરે,
વીણુ પુછે પગલું ન ભરજો, સખી સહુ શીખ. ૧

હતી જગમાં સ્રીઓ જે સારીરે, તે નજરે ચડજો તમારીરે,
તેઓ દિસે સુધરવાની બારી, સખી સહુ શીખ. ૨

કોમળ બાળને લાડથી પોષોરે, વળતી તેના ટાળો દોષોરે,
નીત ચાલ રૂડી તેની જોશો, સખી સહુ શીખ. ૩

કુમળું ઝાડજ વાળ્યું વળશેરે, વધ્યે વાળ્યા લાગ ન મળશેરે.
વિખ સાકરમાં જઈ ભળશે, સખી સહુ શીખ. ૪

કંથને કેમ કામે સજવારે, યોગ્ય અવસર થાતાં ભજવારે,
વીનવી કેજો કુટેવ તજવા, સખી સહુ શીખ. ૫

પતિબાળક જો હોળી હરખેરે, રાખધૂળ જો તે નવ પરખેરે,
અટકાવો ચડયાજો તે ચરખે, સખી સહુ શીખ. ૬

જેહ વચન સુણી દીલ દાઝેરે, જેને સાંભળતાં જન લાજેરે,
કેમ બોલવાં એ હોળીકાજે, સખી સહુ શીખ ૭

બાળકોને બીજે કામ પ્રેરોરે; જરા સખત રહીચીત ઘેરોરે;
આપો જ્ઞાનાનન્દની લ્હેરો; સખી સહુ શીખ. ૮

રંગ રોળી નાણાં નવ નાંખોરે; કડવાં વેણુ મુખે નવ ભાખોરે;
દેશ પૈસે પૈસે ખુવે લાખો; સખી સહુ શીખ. ૯

દ્વિજ નાથજીની આ વાણીરે; લેજો બહેનો ચિતમાં જાણીરે;
સહાય કરજો નીત્યે હો શાણી ! સખી સહુ શીખ. ૧૦



## ૯ હમ્મેશાની મનુષ્યમુખની હોળી.

આ મૃત્યુલોકમાં મનુષ્યપ્રજા સર્વોત્તમ છે તેથી તેમને પ્રધાને આપણો લોક માનવલોક અથવા મૃત્યુલોકના નામથી ઓળખાય છે. જ્યારે આ લોકમાં મનુષ્યો શ્રેષ્ઠ છે, ત્યારે તેમના આચાર વિચાર શ્રેષ્ઠ હોય એવી કલ્પના કરવી સહજ છે. મનુષ્યનાં ચરિત્રોથી દેવતાઓ નિરન્તર પ્રસન્ન થયાની વાતો શાસ્ત્રમાં લખી છે, પરંતુ આજના જમાનામાં મનુષ્યોના મુખમાં જે હમ્મેશની હોળી છે, તે ક્યારે ઓલવાશે તેની

કલ્પના કરવી કઠણ છે! બાર માસમાં હોળીને દિવસે નાનાં મોટાં માણુસો અપશબ્દો બોલે છે, તેની અટકાયત થવા ચાલુ પ્રયત્ન જોઇએ. પણ રોજની મનુષ્યમુખમાં રહેલી હોળીના વહેવારોને હઠાવે તેવી ગાળો અટકાવવાનો કોઇએ ઉપાય કરવો ધાર્યો છે, તો તેનો જવાબ નકારમાંજ આવશે. શું મૂર્ખ મનુષ્યો સમજતાં નથી કે માબેનદીકરીનાવિષે બીભત્સ શબ્દો રાત દિવસ ક્રોધને આધીન થઇને લવતાં શરમાતાજ નથી? આવા અપશબ્દો મશ્કરીમાં હેતમાં કે હોળીમાં જન્મ પામતા હોય તો પણ શું તેઓ ક્ષમાને પાત્ર છે? તમામ જાતોમાં હર હમ્મેશ વાતેવાતે અપશબ્દોનો પ્રવાહ ચાલ્યા કરે છે તેનું મૂળ કારણ શું હશે તે કોઇએ શોધ કરી છે? સારાં સારાં ખાનદાન મનુષ્યો કદાચ તેઓ ઉમ્મરમાં નાનાં હોય કે મોટાં તોપણ તેઓના મુખમાંથી ભયંકર કારણોથી અથવા સાધારણ કારણોથી જે અપશબ્દો તથા ગાળોની વૃદ્ધિ થાય છે, તે કદી કોઈ કાળે અટકશે કે તે તો જમાનાના સુધારાની સાથે સુધરીને કદાચ વૃદ્ધિ પામશે! બાળકો, સ્રીઓ કે મનુષ્યમાં જે ગાળાગાળી કે અપશબ્દોની અજાયબી ભરેલી અજમાયેશ થાય છે, અને જે ઘણીવાર સહન કરી લેવાથી ઉત્તેજન પામે છે તેને અટકાવવાનો રામબાણ ઉપાય તો એ છે કે પરસ્પરના સમાગમમાં આવનાર ઉંચી કીસમનાં માણુસોએ આ જાતના હલકા ખવાસના મનુષ્યોની જીભપર દાવપેચથી પણ કાબુ મેળવવો અને જેમ બને તેમ તેવા શબ્દોનાં જન્મસ્થાન કુસંગ તથા નીચસેવાથી અળગા રહેવા નિરંતર પ્રયાસ કરવો, એ પવિત્ર ફરજ છે એમ સમજવું. અનેક ગાળોનો તથા અપશબ્દોનો વપરાશ એ દેશની બેદરકારી, આળસ, ઉદ્યોગની નબળાઇ, કુસંગ તથા કુજાતપણાની નિશાની છે, માટે તે નિશાની ભુંસી નાખવા સતતમહેનત કરવી જોઇએ

## ૧૦ હુતાશનીનું સંભવિત રહસ્ય.

સંસ્કૃતમાં અગ્નિને હુતાશન કહે છે, તેનો હુત એટલે હોમેલું અને અશન એટલે ખાવું અર્થાત્ જે કંઇ શાસ્ત્ર વિધિથી હોમેલું હોય તે ખાનાર એટલે અગ્નિ તેનું યજ્ઞવિધિમાં મુખ્ય આધાન થાય છે, ને ફાગણ માસની પુનેમ ને વખતે કરવાનું સિદ્ધ થયેલું જુના કાળનું યજ્ઞ-વિધાનછે. ઠેકાણે ઠેકાણે યજ્ઞો કરવાથી જુદા જુદા દેવતાઓ પ્રસન્ન થાયછે. તે ઉપરાન્ત કુદરતી નિયમ પ્રમાણે હુતાશની પહેલાં ટાઢ નરમ પડેછે અને ગરમીનું જોર વધેછે અને તાપ પણ વધવા માંડેછે. જ્યારે યજ્ઞોનો ધૂમાડો વાતા વરણમાં ચડેછે ત્યારે તેની વરાળરૂપે વિકૃતિ થાયછે, જોકે વાદળાંની ઉત્પત્તિ ધુમાડો તેજ, જળ અને વાયુથી થાયછે .એમ મેઘદૂત નામના કાળીદાસ કવિના સુપ્રસિદ્ધ કાવ્યમાં લખેલુંછે. જ્યારે આવા અનેક યજ્ઞોનો ધૂમાડો એકઠો થઇ આકાશમાં સેંકડો વરસાદનાં વાદળાં આવેછે ત્યારે બે અઢી માસ પછી વરસાદ બહુસારો પડેછે અને વૃષ્ટિથી અથાક ધાન્યની ઉત્પત્તિ થતાં વિવિધ પ્રજા સારી રીતે પોષાયછે. જુના કાળમાં ઘણુંખરૂં ધાર્યા પ્રમાણમાં વરસાદ થતો. હવે લોકોમાં પુણ્યની વૃદ્ધિ ઘટવા માંડી, શાસ્ત્રની શ્રદ્ધા નરમ પડવા માંડી તથા જુના નવા વિચારના વમળમાં વિવિધ હીન્દની પ્રજા ચકડોલે ચડેલ થઇછે, તેથી અનેક પ્રકારની વિષમતા તથા વિચિત્રતા જોવાય છે. જો આ તહેવારોમાં ધાર્મિક પ્રવૃત્તિમાં યજ્ઞોરૂપે રૂપાન્તર થાય તો આશા છેકે વરસાદ પાણી સારાં થઇ પ્રજાની આબાદીમાં અવશ્ય વધારો થાય.

## ૧૧ હોલીના હેવાલનો ઉપસંહાર.

હે દેશ બંધુઓ તથા દેશ ભગીનીઓ ! આ પ્રમાણે આ જુના કાળથી કોઇ અજાણ્યાં કારણોએ જડમૂળ ઘાલી બેઠેલા તહેવારોની રીતભાતમાં સુધારો કરવા તથા એ દિવસો લાભકારકરીતે ઉજવવા આપને યથા શકિત ગદય તથા પદયથી જે બે બોલો કહેવામાંઆ લઘુ પુસ્તકે કાર્ય કર્યું છે, તે આપ સર્વને સહાયરૂપ નીવડો એવી મારી, પ્રભુપ્રત્યે પ્રાર્થના છે. છેવટની,

## શુભાકાંક્ષા.

ભુજંગી.

રહો સૌ શરીરે સુખી દિન રાતો,
જુઓ આ અને આવતી સુપ્રભાતો,
મળો મિત્ર સારા અને પુત્ર પ્રેમી,
વધૂ વ્હાલી થાઓ તથા એક નેમી ૧
ચહો નિત્ય વીદયા તણું સુખ લેવા,
મળે વિત્ત જેથી બને દેશ સેવા,

યશસ્વી થઇ તેજથી થાવ તાતા,
વદે નાથજી વંદીને ભૂમિમાતા ૨

## વિષમ હરિગીત.

પવન પાણી અન્નજે મનુજો તણો આધારછે,
સૃષ્ટી સ્થિતિ નીભાવવા, એ પ્રભુનો ઉપકારછે,
ઉપકાર એનો યાચવા, શુભ દિન આજે સાંપડયો,
હોળી તણો હેવાલ આ ચિતમાંહીજે આવી ચડયો ૧
મનુની પ્રજા આ જગતમાં જે હાલ કષ્ટે છે પડી,
શાન્તિ પામો તેહ સર્વે, આશ ઉર માંહે ખડી,
ધન ધાન્યને સંતાનની વૃદ્ધિ પ્રભુ તમ આપજો.
નાથજીવનની ઉપાધિ આધિ વ્યાધિ કાપજો. ૨

શુભં ભૂયાત્.

# હિંદુસ્તાનમાં જુદા જુદા ભાગોમાં
# દુષ્કાળે વર્તાવેલો ત્રાસ.

દુર્દૈવે આપણા દેશમાં વારંવાર ભયંકર દુષ્કાળ પડયા કરે છે. ચાલુ વર્ષમાં બાંકુરા ( બંગાળ ) રજપુતાના તથા કચ્છ અને કાઠીયાવાડમાં દુષ્કાળ પડયા છે. ઉપલે સર્વ ઠેકાણે વર્ષાદ અત્યંત ઓછો પડવાથી અનાજ તથા ઘાસચારાની બહુજ તંગી છે અને દુષ્કાળ એટલો તો સખત છે. કે મનુષ્યો તથા જાનવરો મોટી સંખ્યામાં મૃત્યુને શરણ થાય છે અને માબાપો પોતાના વ્હાલા બાલકોને ખોરાકની તંગીને લીધે વેચેછે. ઢોરો પાણીને મૂલ્યે વેચાયછે. ઉપલા ભાગોમાં પ્રસરેલું સંકટ કંઇક અંશે શકય હોય તેટલું દુર કરવા આપણી મુંબઇ નગરીમાં સદ્દગૃહસ્થોની એક વગવાલી કમીટી શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસનાં પ્રમુખપણા હેઠળ નીમાઇ છે. તેમજ સન્નારીઓની એક કમેટી યોજાય છે, તો પ્રત્યેક ઉદાર દીલના બંધુઓ તથા ભગિનીને નમ્રતા પૂર્વક વીનંતી કરવામાં આવેછે કે દુષ્કાળ નીવારણ ફંડને ઉદારતાથી મદદ કરવા ચુકશો નહીં. પૈસાની મદદ નીચલે ઠેકાણે મોકલવા કૃપા કરશો

૨૮૫. ખટાઉ મકનજીનું
મકાન. બઝારગેટ, કોટ
મુંબઇ.

લી. તાપીદાસ દુ. સંઘવી.
જા. ઑ. સેક્રેટરી, દુષ્કાળ નીવારણ ફંડ.

# જાહેર પ્રજાને વિનંતિ.

ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપવાની વાતો અનેક પ્રકારે થાય છે, પરન્તુ તે કર્તવ્યરીતે દર્શાવવામાં જ્યારે તવંગર વર્ગ તત્પર થશે ત્યારેજ વિદ્વાનોનો ઉત્સાહ વધશે. નાનાથી મોટા થવાય. તેમ આવા પ્રાસંગિક નાના લેખો નીકળે છે, તેની નકલો પૈસાપાત્ર વર્ગ જથ્થાબંધ ખરીદે અને પોતાને નામે સ્ત્રીબાળકો તથા સામાન્ય સ્થિતિના મનુષ્યોમાં વહેંચે તો તે વાંચણી લોકોપકારક થયા વગર રહેશે નહિ. આ લડાઇના વખતમાં સર્વ વસ્તુઓ હદ ઉપરાન્ત મોંઘી છે, તેનો ખ્યાલ મેળવવા ખાત્રી કરનારનેજ ખબર પડે. આ પુસ્તકની ખર્ચના પ્રમાણમાં નામની કિમ્મતજ છે, એમ સમજવું. તેનો આશય એવો છે કે વિશેષ માણસો સોંઘી કીંમતે વાંચી શકે તથા જથ્થાબંધ લેનાર તેમને વહેંચી શકે. ગુજરાતી સમજનાર સર્વ કોમને આ નાનું પુસ્તક ઉપયોગી છે.

લી-કર્તા.

વર્તમાન પત્રકારોએ એકે અવાજે વખાણેલું

ગુજરાતી સાહિત્યનું **કર્મક્ષેત્ર.** ઉત્તમ પુસ્તક.

અથવા

મનુષ્યની ચઢતીના ઉપાયો.

કીંમત એક રૂપીઓ.

**કર્તાઃ—શાસ્ત્રી નાથજી મોહનજી વ્યાસ, બી. એ.**

**તથા વૈદ્ય જાદવજી ત્રીકમજી આચાર્ય.**

ગ્રંન્થરચના.

આ ગ્રંથનાં (૧) આત્મ શક્તિની ઓળખાણ (૨) સંકલ્પ (૩) સાધના, અને (૪) સિદ્ધિ એવાં ચાર પ્રકરણો છે. પહેલા પ્રકરણમાં આત્મશક્તિનું (ઇચ્છાશક્તિનું) સ્વરૂપ બતાવીને તેના (૧) સાત્વિક (૨) રાજસિક અને (૩) તામસિક એવા ત્રણ ભેદો પાડીને તેનાં ઉદાહરણ આપ્યાં છે.

**ગુજરાતી ભાષામાં પહેલ વહેલું પુસ્તક.**

**શુક્લ યજુર્વેદની અષ્ટાધ્યાયી રૂદ્રી.**

મૂળ સહિત શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

આવૃત્તિ બીજી—કીંમત આઠ આના.

કર્તાઃ—શાસ્ત્રી નાથજી વિ. મોહનજી વ્યાસ. બી. એ.

મળવાનું ઠેકાણું:—કર્તા પાસેથી, કોટ હોલીચકલા માવજી સુંદરજીનો માળો. અથવા પંડિત નારાયણ મુળજીની દુ. કાલકાદેવીરોડ, તેલવાડી મુંબઇ.